**વિશેષાંક 05**

વિશેષાંક : ૦૫ ફેબ્રુઆરી ૨૦૨૫

# દશનામ

## સરક્યુલર

## પરમ પૂજ્ય શ્રી ઈન્દ્રભારથી બાપુ...



# દશનામ


સરક્યુલર

વર્ષ : ૦૩ * સળંગ અંક : ૩૫

વિશેષાંક : ૦૫

ફેબ્રુઆરી ૨૦૨૫



તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
મો. 98985 50833

સહતંત્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી 'સારથિ'**
મો. 99878 22505

E-mail
dashnamcircular@gmail.com



પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
જામજોધપુર / સુરત.

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

પ્રાપ્તિ સ્થાન

 **વોટ્સએપ ગ્રુપ** JOIN

 **ટેલિગ્રામ ચેનલ** JOIN

 **ગુગલ ડ્રાઈવ** CLICK

 INTERNET Archive ગુજરાતી **ઓડિયો** સાથે. CLICK


## તંત્રીલેખ...

ઓમ નમો નારાયણ,

સુજ્ઞ જ્ઞાતિજનો.

આપણાં સમાજની સ્થાપના જ ધર્મ, આધ્યાત્મ અને શિવત્વનાં પ્રચાર, પ્રસાર અર્થે છઠ્ઠી સદીમાં આદિ જગદગુરુ શંકરાચાર્યજી દ્વારા કરવામાં આવી છે.

દશનામી સાધુ સમાજ આજે ગુજરાતમાં ગામડે ગામડે પૂજા, અર્ચના કરે છે. દરેક પરિવારમાં મહાન સંતો થયા છે. કૈંક મહાન સંતોએ જીવંત સમાધિ લીધી છે. સનાતન ધર્મ દશનામ સમાજ વગર ટક્યો હોત નહીં.

શિવજીના પુજારીઓ આજે પણ ખભે ભગવી શાલ રાખીને ભગવું જીવન જીવે છે. દશનામી સમાજમાં કંઈ કેટલાય મહાન આત્માઓ ધર્મની રક્ષા કાજે પાળિયા થઈ ગયા. આજનાં હળાહળ કળિયુગમાં પણ મહાન સંતો અવતરે છે એનું શ્રેષ્ઠ ઉદાહરણ છે પૂજ્ય શ્રી ઈન્દ્રભારથી બાપુ. આવા અવતારી મહા પુરુષોનાં જીવન કવનને સમાજનાં ચરણોમાં અર્પણ કરતાં હર્ષ અનુભવીએ છીએ.

**જય દશનામ.**

**હર હર મહાદેવ.**

**ૐ નમો નારાયણ.**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી "સારથિ"**

## ... અનુક્રમણિકા ...



# ભગવો સિંહ...!

## (પૂજ્ય શ્રી ઈન્દ્રભારથી બાપુ)

ભગવો સિંહ બન્યો રે બાળ,
એની શિવ લેશે સંભાળ,
છે દૈત્યોનો એ કાળ..
ડમક ડમક, ડમ ડમ ડમરૂ બાજે,
ડમક ડમક , ડમ ડમ ડમરુ બાજે,
ઓમ નમઃ શિવાય...
હર હર મહાદેવ...
જય દશનામ...

દશનામી કુળમાં અવતર્યો,
એને ભસ્મનો શણગાર
એને ભભૂતનો શણગાર.
ભગવો રંગ અંગે ધરીને,
નીસર્યા રે આ વાર...
ડમક ડમક, ડમ ડમ ડમરૂ બાજે,
ડમક ડમક, ડમ ડમ ડમરુ બાજે,
ઓમ નમઃ શિવાય...
હર હર મહાદેવ...
જય દશનામ....

ઇન્દ્રભારથી નામ ધરાયો,
સનાતન ધર્મનો મોહ લગાયો,
ખપ્પર વાળો , છે ક્રોધાળો,
ત્રિશૂળ ધારી, છે રૂપાળો,
ધરજો હૈયે હામ...
ડમક ડમક, ડમ ડમ ડમરૂ બાજે,
ડમક ડમક, ડમ ડમ ડમરુ બાજે.
ઓમ નમઃ શિવાય...
હર હર મહાદેવ...
જય દશનામ...

હર નાદનો ધુણો ધખાવ્યો,
જ્યોત અપરંપાર,
એની ઝળહળ જ્યોત અપાર
" સારથિ"નાં દુઃખડાં હરજે,
કરજે બેડો પાર...
ડમક ડમક, ડમ ડમ ડમરૂ બાજે,
ડમક ડમક, ડમ ડમ ડમરૂ બાજે.
ઓમ નમઃ શિવાય..
હર હર મહાદેવ...
જય દશનામ..

-રમેશ ગોસ્વામી "સારથિ

અત શ્રી
**ઈન્દ્ર કથા...**



## સનાતન ધર્મના ભગવા સૈનિક, પ્રહરી...
## પરમ પૂજ્ય શ્રી **ઈન્દ્રભારથી** બાપુ,
## ગુરૂપિતા પરમ પૂજ્ય શ્રી **પ્રેમભારથી** બાપુ.
(જુનાગઢ)

**:: પૂર્વાશ્રમ ::**
પિતાજી : શિવગિરિ જ્ઞાનગિરિ ગોસ્વામી (જખૌ, કચ્છ)



- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

**અધ્યાય:-૧**

5000 હજાર વર્ષ પહેલાં ગદાધર ભીમે બનાવેલા રેતીના શિવલિંગ પર અલખ અવતારી મહા પુરુષ પરમ પૂજ્ય શ્રી પ્રેમભારથી બાપુએ હર હર મહાદેવનાં નાદથી ધર્મની ધૂણી ધખાવી. એનાં ભગવા પ્રકાશમાં કંઈ કેટલાય સંતોએ આહ્વાન આપ્યું. એમનાં પરમ શિષ્ય એટલે ઈન્દ્રભારથી બાપુ. ભગવી ચેતનાને જીવંત રાખવા માટે પ્રકૃતિ સતત કોઈને ને કોઇને મોકલતી રહે છે. શિવજીની

જટામાંથી નીકળેલાં ગંગાજી ધરતી પર પધાર્યા. માં ગંગાનાં પરિવારના કુળનંદન પાંડવ ભીમ દ્વારા રમત ગમ્મતમાં બનાવેલ શિવલિંગ આજે પણ ક્ષતિ ગ્રસ્ત છે, જે કાળની સાક્ષી પૂરે છે. ધર્મ પાંગળો હોય છે. એને ચલાવવો પડતો હોય છે. સમયાંતરે ભારતવર્ષની જનેતાઓ સાધુઓ જણતી રહે છે અને ધર્મનો ભગવો ફરકતો રહે છે.

નિયતિ કેવા કેવા ખેલ ખેલે છે, જોવું છે?

**દ્રશ્ય એક:-**

ટ્રિન ટ્રીંન ટ્રિન...

ઘાટકોપરની (મુંબઇ) ભાવના ડિસ્ટ્રિબ્યુટર કંપનીમાં એક તરુણ સાઇકલ પર ફેરા કરે છે. કચ્છની ધીંગી ધરાનો તરુણ મુંબઇ કમાવા ગયો છે અને પરિવારની જવાબદારી એના ખભે છે. કચ્છડો ખેલે ખલક મેં... કચ્છી લોકો માટે મુંબઇ એટલે ઘર - આંગણું.

સાઈકલનાં કેરિયર પર બિસ્કીટનાં આઠ- દશ ડબ્બા ગોઠવેલા હોય અને મસ્ત ફકીરી જેવો તરુણ સાઈકલનાં પૈંડા મારતો જાય. કેટલેક દુર જાવું છે ? જાણે - અજાણે મનાંગણમાં વિચારોનું તુમુલ યુદ્ધ જામે. રસ્તો



ખૂટતો કેમ નથી? ઘાણીનાં બળદની જેમ ગોળ ગોળ ફર્યા કરવાનું? ઉદેશ્ય શું જીવનનો? આર્થિક ઉપાર્જન? સિવાય, જીવનાં ઉદ્ધારનું શું? સવાલો મણિધર નાગ બનીને ફૂંફાડા માર્યા કરે. જવાબો મળે નહીં. માસિક વેતન એકસો ને પચાસ રૂપિયા. ના ભાઇ ના, આ ધંધો આપણને ફાવે નહીં. પૈસા કમાવા સિવાય કંઈ દેખાતું નથી દુનિયાને? નવાઈ લાગે. અને બધું છોડી દીધું...!

**દ્રશ્ય બે:**

એક નાનકડું બાળક માટીમાં રમી રહ્યું છે. માતા દોડીને આવે છે અને તતડાવીને વઢે છે. કચ્છીમાં કહે છે:-

માટી ખવાય? બોલ, હવેથી માટી ખાઈશ?



બાળક તોતડી ભાષામાં જવાબ આપે છે.: પણ બાઇ, મોકે મટ્ટી મઠી લગેતી...!

(પણ માં, મને માટી મીઠી લાગે છે...!)

**દ્રશ્ય ત્રણ:**

જૂનાગઢમાં એક ભગવો સિંહ ડણકી રહ્યો છે અને ત્રાડ નાખીને પાકિસ્તાનને ચેતવણી આપે છે કે ખબરદાર મારા દેશ સામું જોયું છે તો...!

માટી ખાઈને માવો પણ મોટો થયો હતો અને માટી ખાઈને ઈન્દ્ર પણ મોટા થયા...

માટીમાં રમી ને મોટાં થયેલાં જ દેશ ભક્ત અને ધર્મ ભક્ત બની શકે. બહુ ઝૂઝ સંતો છે, જે બાપુ જેવી પ્રખર રાષ્ટ્રભક્તિ નિભાવે છે.

સાધુતાનાં કયાં કોર્સ આવે છે? એ તો જનેતાના ઉદરમાં શિક્ષા મળી જતી હોય છે.

પરમ પૂજ્ય શ્રી ઇન્દ્ર ભારથી બાપુ કોઈ પરિચયનાં મોહતાજ નથી. જગ આખું જાણે છે એમની વિરાટ પ્રતિભાને. જયારે જયારે ભગવો ઝાંખો પડે છે, ત્યારે ત્યારે ધર્મનાં "ઈન્દ્ર" અવતાર લેતા હોય છે. આવો જ એક અવતાર થયો કચ્છની મરુભૂમિ વિઝાંણ ગામમાં.

વિર અબડાની ભૂમિ અબડાસા તાલુકાના જખૌ ગામનાં ધર્મ પારાયણ શિવગિરિ જ્ઞાનગિરિ ગોસ્વામી બાપુનું દશનામી ખાનદાની ખુમારી વાળું ખોરડું. માતુશ્રી જમનાબાઈનું પિયર વિઝાંણ. કલ્યાણગિરિ જાદવગિરિ ગોસ્વામી બાપુનાં દીકરી જમનાબાઈની પાવન કૂખે તારીખ 25-4-59નાં રોજ પૂત્ર રત્નનો જન્મ થયો. એ દિવસે સૂર્યએ ભગવી આલબેલ પોકારી હશે. પ્રકૃતિએ રંગોનો ઉત્સવ ઉજવ્યો હશે.



પક્ષીઓએ મંગલ ગાન ગાયાં હશે. ઇન્દ્ર પણ હરખાયો હશે, અને કેમ નહીં? ભગવા ધારી દશનામી ડેલીએ બાળકનાં રડવાનો અવાજ શંખ નાદથી કમ થોડો હતો?

માં ઉમાએ હળવેકથી ભોળાનાથને કહ્યું હશે:-

"નાથ, આપણાં દશનામી પરિવારમાં એક દિવ્ય બાળક અવતર્યું. જુવો, કેવું લાગે છે રૂડું ને રૂપાળું. નહીં?"

ભોળા બાપુ મંદમંદ હસ્યા હશે.:-

"દેવીજી, મારો અંશાવતાર સફળ થયો લાગે, જયારે આવા દિવ્ય આત્માઓ ધરા પર અવતરે. આદિ જગદગુરુ શંકરાચાર્ય થઈને જગતને દશનામ સમાજની ભેટ આપવાનું મારું આ જ પ્રાયોજન હતું. શિવ - શક્તિનો મહિમા ગાય, સમજાવે, વર્ણવે. આપણાં

પરિવારમાં આવાં બાળકો અવતરે ત્યારે રાજીપો થાય દેવીજી. મીઠડાં લો. ઓવારણાં લો."

માં પાર્વતી, શંકર બાપાની વાત સાંભળીને નારદ મુનિએ આખાય દેવલોકમાં વાત ફેલાવી દીધી હશે બ્રેકિંગ ન્યુઝની જેમ:-

"ધરા પર ધર્મનો "ઇન્દ્ર" પહોંચી ગયો છે. નારાયણ નારાયણ....!"

અબડા જામની ભૂમિ અબડાસા તાલુકાના જખૌ ગામનાં દશનામી ખેડૂત પરિવાર શિવગિરિ જ્ઞાનગિરિ ગોસ્વામી, જમનાબાઈને પાંચ સંતાન. મંજુલા બેન, વલ્લભગિરિ, મહેશગિરિ, હિમતગિરિ અને ધર્મનાં ધોરી પૂજ્ય શ્રી ઇન્દ્ર ભારથી બાપુ.

એ જમાનાનું મુંબઈ આળશ મરડીને બેઠું થઈ રહ્યું હતું. કચ્છનાં વેપારી સાહસિકોએ મુંબઈ બનાવવામાં મહત્વની ભૂમિકા ભજવી છે. નાનકડી ઉંમરે મુંબઇની વાટ પકડી. ધનજી દેવશી મ્યુન્સિપાલિટી શાળામાં સાત ધોરણ સુધી અભ્યાસ કર્યો. ઘટોકોપરમાં નોકરી કરી બિસ્કીટ કંપનીમાં. પણ,

**કાહે બાત કરો રે અમીરી રિ,**
**લત લાગી ભગવી ફકીરી રિ.**
**અનહદ નાદ મોરે ગુંજે ઘટમાં,**
**આનંદ સંતન ભીડ જામી રિ.**

-સારથિ

ભગવી મૌજ આતમમાં વિંઝાઇ રહી હતી. ભગવો રંગ બોલાવી રહ્યો હતો.:-

આદેશ, આદેશ...!

ચૌદ વર્ષની ઉંમરે સાધુ બનવા નીકળેલ એક કિશોર અનેક કસોટીઓમાંથી હેમખેમ બહાર આવે છે. સાધુ બનવું સરળ નહોતું. અનેકવિધ સમસ્યાઓ મોં ફાડીને ઊભી હતી. એકબાજુ ધન - દોલત પામવાની દોડ, તો બીજી બાજુ પરમાત્માને પામવાની જીદ્દ. પૈસા કેમ બનાવવા એ તો ડાબા હાથનો ખેલ હતો, બિસ્કીટ કંપનીમાં સતત બઢતી મળી રહી હતી. જો, બાપુ સાધુતા તરફ આગળ ન વધ્યા હોત તો, સંભવત મુંબઈમાં બિસ્કીટની કોઈ ફેકટરીનાં માલિક હોત... પણ આ બધું ફાની અને ફની લાગતું હતું. નોટોની સુગંધ કરતાં ભસ્મની સોડમ સોહામણી લાગતી હતી. ગળામાં સોનાનાં આભૂષણો કરતાં રુદ્રાક્ષની માળા



વધુ મનભાવન લાગતી હતી. જીવને શિવત્વ સાથે જોડીને સનાતન ધર્મનાં પ્રહરી બનવાનો મનસૂબો, તાલાવેલી મનનાં પ્રાંગણમાં સતત ઘૂંટાયા કરે છે. જગતનો ભેદ - ભરમ સમજાઈ રહ્યો હતો ધીરે ધીરે. અલખ નાદ. હર હર મહાદેવ. માહ્યલો સાધુતાના રંગથી રંગાઈ ગયો હતો.

## તું રંગાઈ જાને રંગમાં..!

કોણ આહ્વાન કરી રહ્યું હતું સતત? કોઈ ધક્કો મારતું હતું અંદરથી. એક બાજૂ, જગત સિક્કાઓની પાછળ દોટ મૂકતું હતું અને બીજી બાજુ આ તરુણને બાવા બની જવાનાં વિચારો ઘોળાયા કરે છે. ભગવો કસુંબો પી લીધો હતો.

શરૂ થઈ ગુરુની શોધ...

**ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે...!**

**ઇતનાં તો ભેદ ગુરુ હમકો બતાઓ...**

એક કિશોર સાધુ બની સનાતન ધર્મનો ધૂણો ધખતો રાખવાનાં પવિત્ર કાર્યમાં લાગી જાય છે. ગુરુ શોધ પૂર્ણ થઈ. યુગો યુગની ઓળખાણું હોય એમ પિતાતુલ્ય ગુરુ મળ્યા.



**મોહે "પ્રેમ" દિયો દિખાઇ,**

**અબ દુજા મેં કયા દેખું?**

ત્યારે, એક ગોઠડી હિમાલયનાં ખોપરા પર થઈ ગઈ હશે.

"નાથ, હજી કેટલુંક રખડશે મારો દીકરો. કયાંય પગ વાળીને જંપતો નથી. તિર્થ સ્થળો, પહાડો, નદીઓ, ગુફાઓ.. કેટલું રખડ્યો છે. પગમાં છાલાં પડી ગયાં છે. જુવો તો ખરા. કોઈથી ભેટો કરાવોને નાથ."

ભોળા બાપુ ખળ ખળ ખળ હસ્યા હશે.:-

"દેવી, ઇન્દ્ર ગાથા તો ક્યારનીયે લખાઇ ગઈ છે. આ બધા તો પડાવો છે. મધ્યાંતર છે. સાચું સરનામું જ હવે આવશે. જોતાં જાઓ. નેતિ નેતિ...!"

વિધાત્રીએ કષ્ટ ખૂબ લખ્યાં હતાં, પણ હળવી કલમે એક નામ પણ લખ્યું હતું.:-

પ્રેમ ભારતી...!

પ્રેમ બાપુ અવતારી મહા પુરુષ...

કોડિનાર તાલુકામાં ધાંટવડ નામનું રળિયામણું ગામ. પાદરમાંથી શિંગોડા નદી કલકલ નાદ કરતી વહે. નદીના તટે રૂદ્રેશ્વરનું મહાદેવનું મંદિર. બાજુમાં રૂદ્રેશ્વર જાગીર આશ્રમ. આશ્રમમાં સનાતની સાધુ પ્રેમભારથી બાપુ રહે. ભગવાનની સેવા, પૂજા અને સત્સંગ એમનો નિત્ય ક્રમ. ભજન, ભોજનનો જીવ.

એક દિવસ અત્રે "ઈન્દ્ર" નાં પગરવ થયાં.

અનુભવી આંખો પામી ગઇ. મનોમન બાપુએ કહ્યું:-

**આવી ગયો ધર્મનો ઈન્દ્ર...!**



# ધરમનો “ઈન્દ્ર” આવી ગયો રે લોલ...

આવ્યો રે આવ્યો રૂમઝૂમ રૂમઝૂમ આવ્યો રે,
ધરમનો "ઈન્દ્ર" આવી ગયો રે લોલ...
ધરમનો બેલી આવી ગયો રે લોલ..
દશનામી સાધુ આવી ગયો રે લોલ...
હર હર મહાદેવ.
જય દશનામ.

દશનામી કુળમાં અવતાર લીધો છે,
સંસાર સુખનો ત્યાગ રે કીધો છે,
આવીને અલખ જગાયો,
દશનામી સાધુ આવી ગયો રે લોલ....
ધરમનો ઈન્દ્ર આવી ગયો રે લોલ...
હર હર મહાદેવ.
જય દશનામ.

ભગવો રંગ એને ખૂબ જ સોહે,
ઉમા - ભોળાનું મનડું મોહે,
ડમ ડમ ડમરૂ બાજે,
દશનામી સાધુ આવી ગયો રે લોલ...
ધરમનો ઇન્દ્ર આવી ગયો રે લોલ...
ઓમ નમઃ શિવાય.
જય દશનામ.

ભસ્મ, ખપ્પર ને ઝોળી વાળો,
મોટી જટા ને દાઢી વાળો,
"સારથિ " નિજ મન ધ્યાન લગાવે,
સુખ, દુઃખ સે નિજાત દિલાવે,
આવીને ભગવો નેજો ફરકાવ્યો
દશનામી બાવો આવી ગયો રે લોલ,
ધર્મનો ઇન્દ્ર આવી ગયો રે લોલ..
હર હર મહાદેવ.
ઓમ નમઃ શિવાય.
ઓમ નમો નારાયણ.
જય દશનામ.

-રમેશ ગોસ્વામી "સારથિ"

સનાતન ધર્મમાં ગુરુ-શિષ્યનો મહિમા અપાર છે. બાપ-બેટાની જોડીથી પણ વિશેષ. એટલે જ સંતો પોતાનાં નામ પાછળ ગુરુનું નામ લગાવે છે. પૂર્વાશ્રમ તો સંતો માટે પૂર્વ ભવ જેવો હોય છે. લૌકિક વ્યવહાર બંધ કરીને અલૌકિક વ્યવહાર શરૂ કરી દે છે.

બાપુ સાથે શિષ્ય પણ રહેવા લાગ્યા. યુવાન સાધુ ઈન્દ્રભારથી ગુરુનો પડ્યો બોલ ઝીલે, ગુરુની સેવા કરે, અને ભગવાનની ભક્તિ કરે...



આશ્રમની બાજુમાં, નદીકાંઠે આવેલ રૂદ્રેશ્વર મહાદેવ મંદિરનો ઇતિહાસ યુગો પુરાણો છે.

કથા એવી છે કે પાંડવોનાં વનવાસનો કપરો સમય ચાલી રહ્યો હતો. ધનુર્ધારી અર્જુનને શિવજીની પૂજા કર્યા બાદ જ ભોજન લેવું એવી પ્રતિજ્ઞા હતી. કકડીને ભૂખ લાગી હતી. આસપાસ નજર કરી.

ક્યાંય શિવાલય નહોતું. ભ્રાતાને આકુળ વ્યાકુળ જોઇને ભીમથી રહેવાયું નહીં અને નદીની રેતમાં જ અર્જુનને ખબર ન પડે એ રીતે શિવલિંગ તૈયાર કર્યું. કહ્યું:-

"અરે! આ રહ્યું શિવલિંગ. પુજા કરીને ભોજન ગ્રહણ કરી લે અનુજ."

અર્જુન સાથે ભીમ પણ ભગવાન શિવની પૂજા કરે છે. પૂજા બાદ બન્ને પાંડવ બંધુઓ નિત્યક્રમ મુજબ ભોજન- પ્રસાદ આરોગે છે. ભોજન બાદ ટીખળી ભીમ વાસ્તવિક હકીકત રજૂ કરી અર્જુનને કહે છે:-

"ભાઇ, આ તો મેં બનાવેલું રેતીનું શિવલિંગ છે. અહીં પહેલેથી સ્થાપિત કોઈ શિવલિંગ હતું જ નહીં. જો હું આ રેતીના શિવલિંગ પર ગદાનો પ્રહાર કરું છું."

મશ્કરા ભીમે રેતીનાં એ શિવલિંગ પર ગદાનો પ્રહાર કર્યો. પણ, આ શું?! આશ્ચર્ય વચ્ચે રેતીનું શિવલિંગ સાચા અર્થમાં શિવલિંગ બની ગયું હતું. ગદાના પ્રહારથી શિવલિંગ ધ્વસ્ત થવાના બદલે માત્ર એને થોડી ક્ષતિ થઈ. આ ક્ષતિ આજે પણ ધાંટવડ રૂદ્રેશ્વર મહાદેવ મંદિરમાં બિરાજમાન શિવલિંગ પર જોવા મળે છે.

આવા ઐતિહાસિક ધરોહર, સ્થળ પર પૂજ્ય પ્રેમભારથી બાપુ હરનો નાદ જગાવતા ભજન - ભોજનની મૌજ માણતા હતા.

મહાદેવના આ મંદિરનો જીર્ણોધ્ધાર, પોતાની હયાતીમાં જ થાય એવી ભારથી બાપુની ઈચ્છા હતી. પણ, કોણ જાણે, સંજોગો જ એવા નહોતા બનતા કે મંદિરનો

જીર્ણોધ્ધાર કરી શકાય. જેમ જેમ સમય પસાર થતો જાય છે, તેમ તેમ બાપુ અવસ્થાવાન થતા જાય છે. રાત - દિવસ લોકસેવા અને હરિ સ્મરણમાં લીન રહેનારા બાપુને હવે ઉંમરનો તકાજો થયો હતો. નરવું શરીર ધીરે ધીરે નરવાઈ ખોઈ રહ્યું હતું. બાપુ હવે હરિ સ્મરણ કરતાં કરતાં કોઈ કોઈ વાર વિચારે ચડી જાય છે. એમનું મન, હૃદય સતત અજંપો અનુભવે છે. બાપુના આ અજંપાને એમના શિષ્ય ઇન્દ્રભારથી પામી જાય છે. ગુરુના ઉદ્વેગને બાપુના પ્રિય શિષ્ય ઇન્દ્રભારથી



ન પામી શકે તો જ નવાઈ ! એક દિવસ શિષ્ય ઇન્દ્રભારથી ગુરુના પગ પકડીને નીચે બેસી ગયા. આંખો ગુરુને અજંપાનું કારણ પૂછે છે. ગુરુ પણ પ્રિય શિષ્યના પોતાની તરફના પ્રેમને વાંચી લે છે. થોડીવાર માટે ગુરુ શિષ્ય વચ્ચે સ્નિગ્ધ મૂક સંવાદ રચાય છે. ઘણીવાર શબ્દો પાંગળા બની જતા હોય છે, જયારે અનહદ પ્રેમની વાત હોય.

આખરે ગુરુજી મૌન તોડે છે. કહે છે:-

"બેટા ઈન્દ્ર, કાયાનાં કુડા રે ભરોસા, દેહુનાં જૂઠા રે દિલાસા... મેના રાણી કાંગરે બોલતાં બોલતાં ક્યારે મોટા માવતરે ઉપડી જાય, નક્કી નહીં."

ક્યારેય નહીં ને આજે ગુરુજીનો સાદ ગળગળો થયો હતો. શિષ્યપુત્રને આ કેમ ગમે?

"હાં હાં, બાપુ. આપ આદેશ કરો."

ગુરુજીનાં મુખારવિંદ પર સંતોષ એ વાતનો હતો કે દીકરા જેવો શિષ્ય ઈન્દ્ર આદર્યા અધૂરાં મૂકે એવો નથી. જીદ્દ લીધી મૂકે નહીં. મમતાળુ ખરો, પણ પોતાની પત પર આવે તો ગીરનો સિંહ બનીને ડણકે.

ગુરુજી વાણી વદે છે:-

"દેહુનાં કેવા ભરોસા? દેહ હવે લાંબો સમય કામ નહીઁ આપે એવું મારા મનને લાગ્યા કરે છે. મારી હયાતીમાં રુદ્રેશ્વર મહાદેવ મંદિરનો જીર્ણોધ્ધાર થઈ જાય એવી ઈચ્છા છે. પછી અનંતની વાટ પકડું તો વાંધો નહીઁ. મારો મહાદેવ મેર કરે તો શિખરની ધજા ફરકતી જોતો જાઉં. મારા અજંપાનું કારણ આ જ છે ઈન્દ્ર...!"

બોલતાં બોલતાં ગુરુની આંખમાં શ્રાવણ - ભાદરવો મહિનો જામ્યો.

ઇન્દ્રભારથીએ એ આંસુડાંને

અનામિકાથી સ્પર્શ કરીને પોતાની આંખ-માથે ચડાવ્યાં.:-

"ખમ્માં બાપુ. જુગ જુગ જીવો. આવાં કવેણ કાઢો માં. આપનાં બધાં જ અરમાન પૂરાં કરીશ. વચન."

ગુરુએ માથે હાથ મૂકી શિષ્યને આશીર્વાદ આપ્યા.

કવિઓએ ભક્તિને ખાંડાની ધાર કહી છે... કેમ? કેમ કે

ડગલે ને પગલે સાધુતા સાબિત કરવી પડતી હોય છે. જગત જરાક વાંક આવે તો નકારવા તૈયાર બેઠો હોય છે. જરાક અફવા ફેલાય તો જીવન ભરનું કર્મ ક્ષણમાં ભાંગીને ભુક્કો થઈ જાય છે.

વચનનાં નર પૂરા રે...

બીજા દિવસે વહેલી સવારનાં ત્રણ વાગે ઇન્દ્રભારથી બાપુ શિવજીની પૂજા કરવા બેસી જાય છે.

ખળખળ વહેતી શિંગોડા નદીના કાંઠે, જર્જરિત મંદિરમાં, શિવજીની આરાધનામાં ઈન્દ્ર બાપુ પહાડી અવાજમાં શિવ વંદના કરી રહ્યા છે.

હિમાલય પર બેઠાં માં ઉમાએ મહાદેવને કહ્યું હશે:-

"નાથ, આપણો બાળ કંઈક માંગી રહ્યો છે, પણ પરમાર્થનાં કારણે. ધન, દોલત તો એ કયાં ક્યારેય ઇચ્છે જ છે? એને ભગવાની મોહિની લાગી ગઈ છે. આપી દો ને. ચપટી ભભૂત મેં ખજાના કૂબેર કા... વાળા બાપનાં બાળને આટલી નાની વાતે કહેવું પડે? "



ભોળા બાપુ મલક્યા હશે.:-

"...પણ થોડી ગમ્મત કરીએ. એનું ગાંડપણ જોવું છે દેવી?" જુવો, હવે એ શું કરે છે. જોતાં જાઓ....!"

આરદાશ ચાલુ છે.:-

"હે મહાદેવ ! હે મારા નાથ ! મારા ગુરુજીની ઇચ્છાને તું પૂરી કર. ચપટી ભભૂત મેં ખજાના કૂબેર વાળો છે તું. મરું પણ માંગું નહીં, અપને તન કે કાજ, પણ પરમારથનાં કારણે મને માંગતાં ના આવે લાજ. કોઈ દાતાને મોકલ પ્રભુ. તારું શિખરબંધ મંદિર મારા ગુરુની હયાતીમાં જ તું પૂરું કર. હે ભોળાનાથ ! મારું આટલું કામ કરી દે, જિંદગીભર તારી પાસે બીજું કશું જ નહીં માંગુ. વચન."

રાજ હઠ, બાળ હઠ, સ્ત્રી હઠ અને સાધુ હઠ...

**જટાટવી-ગલજ્જલ-પ્રવાહ-પાવિત-સ્થલે**
**ગલેવ-લંબ્ય -**
**લંબિતાં**
**-ભુજંગ-તુંગ-**
**માલિકામ |**
**ડમડ્ડમડ્ડમડ્ડમ-**
**ન્નિનાદવ-ડ્ડમર્વયં**
**ચકાર- ચંડતાંડવં -**
**તનોતુ-**
**નઃ શિવઃ શિવમ ||**

આ સાધુ હઠ હતી.:-

આપ. આપે કેમ નહીં? મારે ક્યાં મારો બંગલો બનાવવો છે? હું કયાં મારા માટે માગું છું. મારે તો તારું મંદિરિયું બંધાવવું છે, એ પણ મારા ગુરુજીનાં આદેશનાં કારણે. તારી ન આપવાની જીદ્દ હોય તો મારી પણ લેવાની જીદ્દ છે. જોઇએ, કોણ હારે છે. વદાડ કરવો હોય તો છૂટ...!

શ્યામલ ચહેરા પર અલૌકિક તેજ ઝગારા મારે છે.

અને શરૂ થયો જીદોત્સવ...!

એક તરફ ઇન્દ્ર જીદ્દ, બીજી બાજુ શિવ હાસ્ય....!

પૂરા એકવીશ દિવસ સુધી ઈન્દ્રભારથીજી બાપુ શિવની આરાધના કરે છે. ખાવાપીવાનું ભાન ભૂલી, સતત શિવજીની આરાધના કરવી, શિવજીને અભિષેક કરવો, લેપ કરવો જેવા સઘળા જપ, તપ કર્યાં પછી પણ કોઈ દયા - ધરમ વાળો માણસ મંદિર કે આશ્રમ બાજુ ફરકતો નથી. આ બાજુ ગુરુની તબિયત નબળી પડતી જાય છે. ગુરુ ભકત- શિવ ભક્ત સાધુની ધીરજ ખૂટતી જાય છે. ભગવાન ભોળો નાથ ઇન્દ્રભારથી બાપુની બરાબરની કસોટી કરે છે.

આખરે ધીરજ ખૂટી પડતાં બાવીસમાં દિવસે ઇન્દ્રભારથી બાપુ નિયમ મુજબ વહેલી સવારે ત્રણ વાગે શિવજીની આરાધના કરવા સામગ્રી સાથે પહોંચી જાય છે. પણ હા, આજે પૂજાની સામગ્રી જરા જુદા પ્રકારની હોય છે. લસણમાં ખાંડેલું તીખું મરચું આજની પૂજાની મુખ્ય સામગ્રી છે. ઇન્દ્રભારથી બાપુનો ગુસ્સો આજે સાતમા આસમાને છે. ગુસ્સામાં જ તેઓ લસણ અને મરચાની ચટણીથી શિવજીનો લેપ ચાલું કરે છે. લેપ થતો જાય છે ને શિવજીને મીઠી ગાળો પડતી જાય છે.:-

કરી નાખ મારો ફજેતો. ભગવો બાનો લજવ્યો ને? હું અહીં ભૂખ - તરસથી તરફડી રહ્યો છું અને તું મારાં બે વેણ રાખવા તૈયાર નથી? કૂબેરનાં ખજાનાની ચાવી માંગી છે? કે ઇન્દ્રનું ઇન્દ્રાસન માગ્યું છે? રાવણ પાસે તો સીધો થઈ જતો. અમે સીધી રીતે ભજીએ એટલે નખરાં કરવાનાં? કમળપુજા કરું તો માનીશ? જીવ લેવો છે મારો?

હિમાલયનાં ખોપરા પર માં પાર્વતી ખડખડાટ હસી પડ્યાં:-

"લો. કરો હજી કસોટી. બાવો તપી ગયો છે. રૌદ્ર રૂપ ધારણ કર્યું. હવે બસ કરો ને પ્રભુ. શું કામ હેરાન કરો છો મારા બેટડા ઇન્દ્રને. આપી દો ને જે માંગે એ.."



જગત પિતા મહાદેવનાં મુખ પર સ્મિત રેલાયું:-

"હે દેવી, હક્કથી ધમકાવવા વાળો ભક્ત કેટલી સદીઓ બાદ મળ્યો.!

ભલે હજી થોડો અકળાતો. આનંદ લઈએ. જુવો જુવો, શું કહી રહ્યો છે. સાંભળો તો..."

ઈન્દ્રજી ટકટકી બાંધીને શિવલિંગને ઘૂરી રહ્યા છે.:-

"કમળપુજા કરાવવી છે, એમ? મરચાંનો લેપ લગાડ્યો. બળે છે ને? અમને નહીં બળતું હોય? તારા કને થી ખાલી હાથે પાછો ફરું તો તો તારું નામ લજવાય. બાપ થઈને દીકરાઓને આમ હેરાન કરવાનાં? મઝા આવે છે, નહીં? થા, હજી રાજી થા. તારે જીદ્દ કરવી છે તો મારે પણ લવલેશ લેવી છે."

વાદ - સંવાદ. ચાલ્યા કરે છે.

સતત ત્રણ દિવસ સુધી, રડતાં રડતાં મરચાનો લેપ કરતા જાય છે ને વઢતા જાય છે.

એ કોણ હસતું હતું? ઉમા, શંકર.

છેવટે, મહાદેવે લોકોને પ્રેરણા કરી, મારા દર્શને જાઓ...

આખરે ત્રીજા દિવસે ચમત્કાર થાય છે. અંબુજા સિમેન્ટનાં ઉચ્ચ અધિકારી શ્રીરામ ખોસિયા અને સ્થાનિક અગ્રણી શ્રી દિનુભાઈ શિવજીનાં દર્શને આવી પહોંચે છે. દર્શન કરીને પ્રેમભારથી બાપુને મળે છે. બાપુ બંનેને ચા-પાણી પીવડાવે છે. ચા ,પાણી પીધા બાદ બાપુને વિવેક કરીને પૂછે છે.:-

"બાપુ, આશ્રમ માટે કંઈ સેવા હોય તો આદેશ કરો."

એટલી વારમાં બાપુનાં પ્રિય શિષ્ય ઇન્દ્રભારથી પણ ત્યાં આવી ચડે છે.

ઉંમરના આઠમાં દાયકે પહોંચેલા પ્રેમભારથી બાપુ કશું બોલવાના બદલે જીર્ણ થયેલા શિવ મંદિર સામે જુએ છે. શિષ્ય ઇન્દ્રભારથીને થયું કે, મોકો મળ્યો છે તો ગુરુ મહારાજની અંતરની ઈચ્છા હું જ વ્યક્ત કરી દઉં. ગુરુ મહારાજને મૂક વંદન કરીને બોલવા જાય છે, ત્યાં દિનુભાઈ શ્રીરામ ખોસિયા સામું જોઇને બોલી ઊઠે છે:-

"બાપુ, આપણે એમ કરીએ, આ શિવમંદિર સાવ જીર્ણ થયું છે, તો એનો જીર્ણોધ્ધાર કરીએ. અંબુજા આપણને એમાં પૂર્ણ સહયોગ કરશે. કેમ, ખોસિયાજી બરાબરને?!"

સાહેબે હુંકારો ભર્યો:-

"બિલકુલ સહી બાત હૈ ! યે હમ કર દેંગે ! બાપુ, આપ આશીર્વાદ દીજીએ. તીન દિન મેં હમારી ટીમ આ કે સબ દેખ લેંગી ! બાદ મેં જલ્દ સે જલ્દ મંદિર નિર્માણ પૂરા કર દેંગે !"

આટલું બોલી, શ્રીરામ ખોસિયા અને દિનુભાઈ બાપુના આશીર્વાદ માટે બાપુના ચરણોમાં ઝૂકે છે. પ્રેમભારથી બાપુ બંનેને આશીર્વાદ આપે છે.

નક્કી થઇ ગયું. આટલી જ વાર. ઇન્દ્રભારથી અરવાણે પગલે દોડીને શિવમંદિરે પહોંચે છે. શિવલિંગને ભેટીને ચોધાર આંસુડે રડી પડ્યા. આંસુડાંની ધારથી, અભિષેકથી મરચાંનો લેપ ધોવાઈ રહ્યો છે...!

હિમાલય પર બેઠા મહાદેવ કપાળે હાથ ફેરવીને બોલે છે:-

"બળે છે મરચાંનો લેપ. મારો દીકરો મારો, ભારે વાદિલો."

માં પાર્વતી ખડખડાટ હસી પડ્યાં છે...!

ગુરુ ભક્ત - શિવ ભક્ત ઇન્દ્રભારથીને અલૌકિક દિવ્યતાનો અનુભવ થયો. કોઇ ગેબી, ગૂઢ રહસ્ય જેવો અવાજ પણ સંભળાયો. કોઇ અદ્રશ્ય હાથ માથા પર અનુભવ્યો. સકારાત્મક ઉર્જાનો ધોધ વહેવા લાગ્યો..

અને ત્રીજા દિવસે એન્જિનિયરોની ટીમ આવી. ડીઝાઈન તૈયાર થાય છે. છ મહિનામાં ભગવાન શિવજીનું શિખરબંધ મંદિર બની જાય છે. આજે પણ મંદિર માથે ગુરુ ભક્તિના પ્રતીક સમી ધજા લહેરાઈ રહી છે.

વર્ષો બાદ આજે પણ ઈન્દ્ર બાપુને કંઇક ઓપટી પડે, તો શિવલિંગ સામે નજરું કરે છે અને મહાદેવ પોતાનાં બંને હાથ કપાળ પર રાખી દેતા હશે.:-



આ ગાંડો ભગત, વળી પાછો મરચાંનો વાટકો લઇને બેસી ગયો તો? આની અરજી પહેલી સ્વીકારવી...! અસલ ફાટેલ ફકીરી વાળો દશનામી બાવો છે આ.

અહીં સુધીની યાત્રા કયાં સરળ હતી?

આજે તો પૂજ્ય શ્રી ઈન્દ્રભારથી બાપુ વિશ્વમાં ખ્યાતનામ છે. અનેક સેવાકીય પ્રવૃત્તિઓ કરે છે. ધાર્મિક મહોત્સવ યોજે છે. ધર્મ પર આંચ આવે ત્યારે ગીરનાં સિંહની જેમ ત્રાડ નાખીને બહાર આવે છે.

પણ....

વીતેલી જિંદગીનું ફ્લેશબેક, મારા જેવા જિજ્ઞાસુઓને સંતોષવા ખાતર બાપુ વીતેલા જમાનાની વાતો માંડે છે.

"બાપુ, ચૌદ વર્ષની ઉંમરે નીકળી ગયા, પછી શું થયું?"

મોટી, નિરભ્ર આંખોમાં વહી ગયેલા દિવસોની ઘટનાઓ તાદ્રશ્ય થાય છે.

ચૌદ વર્ષની વયે બધું જ છોડીને ચાલ્યા જવું, એટલું આસાન નહોતું જ. ભ્રમણ કરતા રહ્યા. તીર્થો, નદીઓ, પહાડો, ગુફાઓ, આશ્રમો, મઠો... એક તરુણ, ભોમિયા વિના ભવનાં ફેરા ફરતો હોય એમ ઠેર ઠેર ફરે છે. નિજની શોધ આદરી છે. ભીડમાં જાતને ખોઈ નાખી હતી. જાતને શોધવા નીકળ્યો હતો એ બાળક.

બધું પાછળ છૂટી ગયું હતું. ગામ, સીમ, નોકરી, સગા, પરિવાર... પણ એક ચહેરો સતત પીછો

કરતો હતો. એક મમતાળુ હાથ સતત બોલાવતો હતો. આંખો પોકારતી હતી. એક સાદ આવતો હતો.:-

દીકરા... પાછો વળ બેટા...!

એ હતાં માવડી...

માતૃશ્રી જમનાબાઈનો જાયો ગિરિવર, કોતરો ખૂંદતો હતો અને આ બાજૂ માતાનાં ચહેરા પર ચિંતાની લકીરો ઉપસી આવી હતી.

એકવીસ વર્ષની ઉંમરે પાછા ફરવું પડ્યું.

માં વઢે છે.

શું દ્રશ્ય રહ્યું હશે? લાડકવાયો દીકરો બાવો બની ગયો હતો, આનંદ પણ થતો હતો અને ચિંતા પણ થતી હતી.

જનેતાનાં મુખેથી શબ્દો સરી પડ્યા:-

"ના. કયાંય નથી જવું આપણે. મને છોડીને ક્યાંય જાતો નહીં. તોયો મોઢો નેરીને આંઉં રાજી થિયાંતી. તું નંઢો આય હેવર. અસિં બાવા જ હિયાં. ભેખ ન પેરે તો પણ હલે. બાવા જા છોરા બાવા ન બને તો પણ હલે. પુતર."

કચ્છી ભાષામાં માવડી વઢે. સમજાવે.

સાતેક વર્ષ કાઢયાં. નાના, મોટા કામ કર્યા.

પણ...

લલાટે લખ્યો ભગવો ભેખ રે ભરથરી...

બાણું લાખ માડવાનો ધણી બધું ત્યાગીને હાલી નીકળ્યો હતો, તો આપણે કેમ નહીં?

રહ રહ રુવે માવડી...!

પણ એક વાત નક્કી કરી હતી. માંને દુભવવાં નહીં. જીવતાં દેવને પ્રસન્ન રાખવાં.

એ કહેતા:-

"તાંઇ કુલા ચિંતા કરિંયેતા. આઉં બાવો થિયું, તો કુરો ફરક પેંધો? મુઝો આત્મો હતે મૂંઝાયતો."

એક વાત સમજાઈ ગઇ હતી, સાધુ થવું હશે, તો ઘરનાંને રડાવીને નહીં થવાય. એમનાં હસતા ચહેરાઓ જોયા બાદ જ સાધુતા તરફ પગલાં ભરવાં...

દિન ગણતાં માસ ગયાં ને વર્ષોય વિતી ગયાં...! સાત વર્ષ વિતી ગયા છે.

અંદરનો ઇંદ્ર ભગવા તરફ ફરી દોટ મૂકવા લલચાઈ રહ્યો છે.

અને એક દિવસ બધાની રજા લઈને આનંદ સાથે વિદાય લીધી.

માવડીની આંખોમાં શ્રાવણ- ભાદરવો બેઠો.

કેવાં કેવાં સમણાં નિરખ્યાં હતાં. જાયાને પરણાવવો હતો. આંગણે ઢોલ ઢબૂકશે. સાજન, માજન ભેગું થશે. રૂડાં લગ્ન ગીતો ગવાશે. લાડકવાયો વરરાજો બનીને માયરામાં આવશે તે 'દી કેવો સોહામણો લાગશે?! વેવાઈ વેલાંની બાઇયું ફટાંણાં બોલશે. મીઠાઈઓ બનશે. હેય ને આનંદ જ આનંદ. માવડી કલ્પના ન કરે તો બીજું કોણ કરે?

પણ આ તો અલખ ધણીનો વરરાજો બનીને નીકળી ગયો હતો. ભેંઠમાં તલવારને બદલે માળા લઈ લીધી હતી. ચમકતાં વસ્ત્રોને બદલે ભગવો પહેર્યો હતો. લગ્ન ગીતોને બદલે ભજનોની મૌજ કરતો હતો.

જિંદગીનો નવો અધ્યાય શરૂ થયો...

કંઈ, કેટલાંય અનુભવો મળ્યા.

મને શીદને રોકો, શું છે કાજ,

ભગવી માયા મને લાગી હો રાજ.

ધોર તપસ્યા કરી. ચૌદ મહિના સુધી આંબલીના પાન અને કરેણનાં ફૂલો ખાઈને ભૈરવ દાદા, મહાકાળીની, જગદંબાની આકરી ઉપાસના કરી.

**સંતને સંતપણા રે નથી મફતમાં મળતાં, એનાં મૂલ ચૂકવવાં પડતાં...**

અખાડામાં અનેકવિધ પરિક્ષાઓ લેવાતી હોય છે. ત્યાર બાદ સંતની પદવી પ્રાપ્ત થાય છે. પણ ઇન્દ્રભારથી બાપુ તો સંત પદવી પ્રાપ્ત સમાજમાંથી આવે છે, એટલે આ બધી ક્રિયાઓને સુપેરે સમજી શક્યા. શ્રી જૂનાગઢ મંડળ સાધુ સમાજનાં પ્રમુખ, શ્રી મદ જૂના અખાડા પરિષદના ઉપ પ્રમુખ, રૂદ્રેશ્વર જાગીર આશ્રમ, ધાંટવડ નાં વહીવટ કર્તા, સહિત અનેક ધાર્મિક સંગઠનોમાં પદ સાથે અને પદ વિના સેવા બજાવી રહ્યા છે. પદ વ્યવસ્થાનો એક ભાગ છે. બાકી ધર્મની સેવા થવી જોઈએ. એ પ્રમુખ મુદ્દો છે.૨૦૦૭માં ભવનાથની તળેટીમાં નૂતન આશ્રમની સ્થાપના કરી. આજે તો પૂજ્ય ગુરુદેવ વિશ્વ વિખ્યાત સંત બની ગયા છે.

એક સમયે ગુજરાતમાં ચર્ચા ચાલી હતી કે બાપુ રાજનીતિમાં આવવાનાં છે.

પણ બાપુ સ્પષ્ટ શબ્દોમાં ના પાડે છે.

અલબત, આવા શ્રેષ્ઠ સંતોને રાજનીતિમાં લાવીને સમગ્ર ગુજરાતનું સુકાન સોંપવું જોઇએ. જેમ યોગી આદિત્યનાથ બાપુ યુપી જેવા નધરોળ રાજ્યને સુપેરે ચલાવી રહ્યા છે, તો શાંતિ પ્રિય ગુજરાતમાં પૂજ્ય શ્રી ઇન્દ્રભારથી બાપુ જેવા સંતોને સત્તાની બાગડોર સોંપવી જોઇએ. આનાથી થાય એવું કે સંતો બધા સમાજ માટે આદરણીય હોય, એટલે સમાજવાદનો છેદ ઉડી જાય. એ વાત અલગ છે કે બાપુ પોતે જ રાજકારણથી દુર રહેવા માંગે છે. હા, જરૂર પડે ત્યારે ભગવા પક્ષને સમર્થન આપે છે. એમનાં માટે ધર્મ મહત્વનો છે, પદ, પ્રતિષ્ઠા નહીં.

પૂજ્ય બાપુ વિષે એક પુસ્તક લખવાનું મન છે. રસાળ શૈલીમાં. આવા મહાન સંતો, મહંતોનાં જીવનની નાની નાની ઘટનાઓમાં કુદરતી સંકેત છુપાયેલો હોય છે. સંતોના જીવન કવન વાંચીને ક્યાંક, કોઈકને ચેતના મળે. કોઈક જનેતા ફરી એકવાર નવા નામે, આવા જ કોઇક સંતને જન્મ આપે.

**ઓમ નમો નારાયણ.**



# "ઈન્દ્રત્વ"

## ભજન

અલખ નિરંજન બમ બમ બોલે,
આવે નહીં કોઈ એની તોલે,
અદલ એંધાણીએ બાવલિયો આવ્યો,
હર હર નાદ જગાવ્યો રે..
ભારથી બાવાની જય જય હો..
જય હો..

અંગે વિભૂતિ, ડમરુ વાળો,
ત્રિશૂળ ને વળી છે જટાળો,
ખભે એને ભૈરવ ઝોળી,
સંગે ભક્તોની છે ટોળી,
ધર્મનો ધોરી આવ્યો,
હર હર નાદ જગાવ્યો રે,
ભારથી બાવાની જય જય હો,
જય હો...

ભાંગ, ધતૂરો ને ગાંજો ધરાવ્યો,
ધર્મનો ધુણો ધખાવ્યો રે,
મોહક મુખડું, ને રંગે રૂપાળો,
ભોળો પણ હરખાયો રે
હર હર નાદ જગાવ્યો રે...
ભારથી બાવાની જય જય હો,
જય હો..

વિંઝાણ ગામ ને કુળ દશનામી,
ગુરુ પ્રેમ નામ દિપાયો,
" સારથિ" તારાં પાય પખારે,
ધન્ય ધન્ય ધરા પોંખાયો રે,
હર હર નાદ જગાવ્યો રે,
ભારથી બાવાની જય જય જય,
જય હો...

-રમેશ ગોસ્વામી 'સારથિ'



**અધ્યાય -૨**

શિવજીના અંશાવતાર આદિ જગદગુરુ શંકરાચાર્યજી દ્વારા સ્થાપિત દશનામ એટલે શિવઅંશી સમાજ, દશનામીઓને એટલે જ શિવબાલક કહેવાય છે.

ભોળા બાપુની જટામાંથી નીકળીને ધરા પર પધારેલાં મા ગંગેયના પરિવારનાં ભીમે બનાવેલ શિવલિંગ પર આજે "જમના" પૂત્ર "ઇન્દ્ર" પુજા કરે છે.

છે પ્રકૃતિનો ખેલ? હજી સંયોગ જુવો, ઈન્દ્રભારથી બાપુનાં પિતાજીનું નામ પણ શિવ...!

ભોળા બાપુની જટામાંથી નીકળેલાં ગંગાજીનાં પરિવારનાં ભીમ દ્વારા સ્થાપિત શિવલીંગ પર શિવ - જમનાનાં પૂત્ર "ઈન્દ્ર" પૂજા કરે છે....!

અહો આશ્ચર્યમ. નેતિ નેતિ....!

પ્રકૃતિ એની મેળે બધું ગોઠવતી હોય છે અને આ ખેલ ખેલે છે વિધાત્રી.

હિમાલયમાં ગોઠડી થઇ રહી છે.

"હે દેવી, કંઈ સમજ્યાં કે ? ધાર્મિક રીતે પણ શિવ બાલક અને સાંસારિક રીતે પણ શિવ બાલક. જમનાનો જાયો ગંગા પરિવારના ભીમ દ્વારા સ્થાપેલ શિવલિંગની પૂજા કરે છે. એ ગંગા મારી જટામાંથી ધરતી પર સિધાવ્યાં હતાં. ખેલ મંડાઈ ગયો છે. જોતાં જાઓ દેવી...! "

મોકે મટ્ટી મઠી લગેતી બાઇ...!

કચ્છની ધીંગી ધરામાં બાળક મટ્ટી ખાઈને મોટું થયું. એ સ્વાદ કેમ ભુલાય? આવી વાનગીઓ કયાં મળે છે મીઠાઈની દુકાને? કચ્છી માડુ, ગુજરાતી તરુણ... એટલે મુંબઇ પિયર સમાન. આર્થિક ઉપાર્જનની આંધળી દોટ મૂકી હોત તો ઇન્દ્ર બાપુ આજે મોટા બિઝનેસમેન હોત. સુટ, બુટ, કોટ, ટાઇ વાળા...!

પણ શિવાદેશ મૂજબ વિધાત્રી ઇન્દ્રગાથા લખી રહી હતી. કેવાં કેવાં દ્રશ્યો લખ્યાં વિધાતાએ? મા પાર્વતી ભોળા બાપુને કહે છે.:-

"નાથ, આટલી આકરી કસોટી? આપણો જ બેટડો છે નાથ. શા માટે સતાવો છો મારા લાડકવાયા ઇન્દ્રને. ખમ્માં કરો હવે."

ત્યારે ભોળા બાપુનાં હોઠે મંદમંદ

સ્મિત પ્રગટ્યું.:-

"સતી, પ્રારબ્ધ. ભવોભવના હિસાબ - કિતાબ કરવા પડતા હોય છે. જીવન સરળ નથી. આપ પણ કેટલું ભોગવી ચૂક્યાં છો? મારા અપમાનનો બદલો લેવા માટે શરીર હોમી દીધું યજ્ઞ કુંડમાં. ભળભળ બળતું શરીર લઈને હું આપનાં પિતાશ્રી દક્ષ રાજાનાં ઘેરથી નીકળ્યો અને ઠેરઠેર આપનાં અંગોના ટુકડા પડ્યા, જ્યાં આજે શક્તિપીઠો છે. આ ઘટના ટાળી શકાય? ના સતી. આ જ નિયતિ છે. નેતિ નેતિ..."

મા પાર્વતી ભોળા બાપુ સામું તાકી રહ્યાં.

કેવાં કેવાં કેવાં દ્રશ્યો લખ્યાં? હાથ ધ્રુજ્યો હશે. વિધાત્રી પણ કયારેક છાનું છપનું રડી લેતી હોય છે...!

કચ્છનું નાનકડું ગામડું. ઓટલા પર કૂતરાંને રોટલા નાખવામાં આવ્યા છે. એક નાનકડું બાળક ભૂખથી ટળવળી રહ્યું છે. ઓટલા પર રોટલા જોઇને માસૂમ બાળકની આંખોમાં ચમક આવે છે. હાથમાં પથ્થર લઈને કૂતરાંને ભગાડે છે અને રોટલાનાં બટકાં ફાટેલી ચડ્ડીનાં ખિસ્સામાં ભરી લે છે. દૂર ખુણામાં જઇને રોટલાનાં બટકાં બંને હાથોથી ખાય છે. એક ખિસ્સામાં રોટલાનાં બટકાં અને બીજા ખિસ્સામાં પત્થર, કૂતરાંઓને તગડવા માટે....!

લખતાં લખતાં હૈયું ભરાઇ આવ્યું. ભીની આંખો બંધ કરીને દ્ર્શ્યની કલ્પના કરી. બાળ ઈન્દ્ર ઓટલા પર બેસીને પગ હલાવતાં હલાવતાં આરામથી રોટલાનાં બટકાં ખાઈ રહ્યો છે. માસૂમ આંખોમાં ફરિયાદ હતી? ના. હજી તો દાંતમાં દૂધ ગંધાઈ રહ્યું હતું. વિકરાળ દુનિયા મોં ફાડીને ઊભી હતી. મૂર્ધન્ય સર્જક પન્નાલાલ પટેલની નવલકથા "માનવીની ભવાઈ"નું એક વાકય યાદ આવી ગયું.:-

સૌથી ભૂંડી ભૂખ...!

સાધુતા અહીંથી પાંગરી રહી હતી બાળ ઇન્દ્રમાં. વિચારોમાં સ્પષ્ટ આકાર નહોતો. સ્પષ્ટ શબ્દો પણ નહોતા. પણ આવું યોગ્ય ન હોય એવો કોઈ અશબ્દ ભાવ મુખારવિંદ પર પથરાઈ ગયો હતો.

પણ એક સવાલ એ થાય કે કારમી ગરીબીમાં ઉછરેલું બાળક તો પૈસા પાછળ હડી કાઢે. ગમે એમ કરીને પણ પૈસો પેદા કરી લે. પણ ના, અહીં વિધાતાએ વળાંક લખ્યો હતો.

સાધુતા ધીમે ધીમે જન્મી રહી હતી ઘટમાં. બધું મીથ્યા લાગતું હતું. પેટનો ખાડો પૂરવા માટે વલખાં મારવાં પડે તો મનુષ્ય જીવન શું કામનો? આ ભવમાં ભાથું બાંધી લો બિરાદર, આવતા જન્મે ફરી કોઈ નવા નામે, નવા પાત્રમાં, નવી જવાબદારીઓ સાથે આવવાનું પ્રાયોજન એ જ વિધાત્રી ગોઠવી રહી હતી, જેણે આ ભવમાં ભગવો ભેખ લખ્યો હતો...!

સાત વર્ષની ઉંમરે માં, બાપ સાથે મુંબઇ આવ્યા....

જૂનાગઢ એટલે સાધુઓનું પિયર. શ્રી કૃષ્ણ અંતર્ધ્યાન થયા. ત્યારબાદ એમનાં વંશજો કૃષ્ણના નાનાજીની નગરી જૂનાગઢમાં આવ્યા. જગજૂનો ગિરનાર,

વાદળથી વાતું કરે. ગિરનારે ઇતિહાસના સાક્ષી બનીને કંઇ કેટલુંય જોઈ નાખ્યું છે. કૃષ્ણનાં વંશજોનું આગમન, પાંડવ આગમન, રાણક દેવી, રાજાઓની ચડાઇ, મુસ્લિમ શાસન, કરોડો સાધુઓ... હર હર મહાદેવનો નાદ....

ધાંટવડ જાગીરનાં કાંગરે ભગવો લહેરાઈ રહ્યો છે અને સાથે સાથે ત્રિરંગો ફરકી રહ્યો છે. એક અલગારી સાધુ પુજા ટાણું થતાં ધીરાં ડગલાં ભરતાં પુજા કરવા જાય છે.

શિવ શિવ, તું હિ તું હિ...

નાદ સાથે ડમરૂ વગાડતાં પુજા કરે છે. અનાયાસ નજર એક સિકકા પર પડે છે. સિક્કો હાથમાં લીધો અને ચૂમી લીધો. માથે અડાડ્યો. આસપાસ ખડા ભાવિકોને અચરજ થયું. અરે, બાપુ તો મોહ, માયાથી પર છે, એમનાં ભગવા ચોલામાં તો ખિસ્સું પણ નથી હોતું. તો બાપૂ

રૂપિયાની પૂજા કેમ કરે છે? નક્કી કઇંક ભેદ છે.

પૂજા - પાઠ બાદ બાપુ પોતાના કક્ષમાં આવે છે. ભવ્ય "ઇન્દ્રાસન" પર આરૂઢ થયા. ચોતરફ ભવ્યતા. આ માગ્યું હતું? ના. આ ઈચ્છયું હતું? ના. આ તો ભક્તોની શ્રધ્ધા અને ભોળા બાપુની મહેર હતી. ભગવો બાનો પહેરીને એક તરુણ નીકળી પડયો હતો કંઇ જ અપેક્ષા વગર. ખૂલ્લી આંખો સામે સિક્કો આવી રહ્યો હતો ઘડીઘડી. એક હેતાળ સ્પર્શ, લાગણીથી છલકાતી આંખો, મીઠો અવાજ:-

બાવાજી....!

કોણ બોલ્યું?

બંધ આંખે ચલચિત્રની પટ્ટી તાદ્રશ્ય થઈ:-

સાતેક વર્ષની ઉંમરે મા, બાપ, ભાઇ, ભાંડરૂ સાથે મુંબઇ આવ્યા. મામા-મામીનાં ઘેર ઘાટકોપર રહેવા લાગ્યા. મામી માયાળુ માનવી. બારોટ વાડી, કામાગલી, હરસોટી લેન, ઘાટકોપર (વેસ્ટ)ની ઝુંપડીપટ્ટીમાં અતિ ગરીબીથી ત્રસ્ત થયેલ પરિવાર રોટલાની શોધમાં કચ્છથી મુંબઇ આવીને રહેવા લાગ્યો. યુદ્ધ અહીં પણ આગળ વધતું જતું હતું કોળિયા અનાજનું. માતાજી દશનામી સાધુ પરંપરા મુજબ ભિક્ષા માંગવા જતાં. રામ રોટલીમાં જે મળે એ સાથે બેસીને ખાવાનું. પણ આટલું પૂરતું નહોતું. પેટનો ખાડો પૂરાતો નહોતો. મોટું કુટુંબ એટલે અન્ન પણ ઝાઝું જોઇએ.

ભારતના પ્રથમ પાયલોટ પરસોતમ મેઘજી કબાલીની વાડી. એમજી રોડ, ઘાટકોપર (વેસ્ટ)માં હતી, વાડીમાં લક્ષ્મી - નારાયણ અને ઉમા - મહેશ્વરનું મંદિર હતું, ત્યાં ભાઈઓ સાથે સવારના સાત વાગે પહોંચી જવાનું થાળી લઈને, લાઈનમાં બેસી જવાનું. પ્રાંગણમાં સવારના સાતથી અગિયાર વાગ્યા સુધી બેસવાનું. ભક્તો થાળીમાં જે પધરાવે તે લઈને ઘેર જવાનું. ત્યાં સુધી માતાજી રામરોટી લઈને આવી ગયાં હોય. સાથે બેસીને પેટનો ખાડો પૂરવાનો. અગિયાર વાગે નિશાળમાં જવાનું. પાટીમાં શું લખવાનું?

ક કળિયુગનો... ક...

ર રોટલાનો... ર...

ભ ભૂખનો... ભ...

રોટલો મોટો ચિતરીને ઘૂંટ્યા કરવાનો. સાત - આઠ વર્ષનું બાળક એટલું સમજી શક્યું કે રોટલો મોટો હોય તો ભૂખ મટે. મુંબઇ આવ્યા બાદ પણ ગરીબાઈ પીછો છોડતી નહોતી. જીવલેણ રોગ જેવી ગરીબી. મા સરસ્વતી અને મા લક્ષ્મીને આમ પણ છત્રીસનો આંકડો. અક્ષરજ્ઞાન મળ્યું. છૂટાં છવાયાં, જે મળ્યાં એ પુસ્તકો વાંચ્યાં. દરમિયાન, માસી નીલબઇ કલ્યાણગિરિ ગોસ્વામી, નાની મા મમીબાઈ કલ્યાણગિરિ ગોસ્વામી તરફથી રાષ્ટ્રવાદ વારસામાં મળ્યો. જરુરી નથી કે ધન, દોલત જ વારસામાં મળે, ઘણી વખત વારસામાં એકાદ વિચાર મળી જાય તો બેડો પાર થઇ જાય...

પૂજ્ય ઇન્દ્રભારથી બાપુનો રાષ્ટ્ર પ્રેમ અનન્ય છે. ભગવો અને ત્રિરંગો. એમનાં બધા જ આશ્રમોમાં ત્રિરંગો અને ભગવો ફરકે છે. ગુજરાતમાં જૂનાગઢ, જામનગર, દ્વારિકા, યુપી, બિહાર, મહારાષ્ટ્ર સહિત ભારતમાં અનેક આશ્રમો આવેલાં છે. ભગવો અને ત્રિરંગો શાનથી લહેરાય છે. લાખો ભક્તો છે. ગરાસિયા દરબાર, કાઠી દરબાર, આહીર, પટેલ કોળી, રબારી, ભરવાડ, ચારણ, ગોસ્વામી, બ્રાહ્મણ... એમ અઢારેય વર્ણમાં ભક્તો છે. અલબત, ગમે એને કંઠી નથી બાંધતા. સુપાત્ર હોય તો પ્રેમથી ગુરુ બને છે, અન્યથા ભક્તોની સંખ્યા વધારવાની જફામાં પડતા નથી. ધર્મનો પ્રચાર, પ્રસાર જ એકમાત્ર લક્ષ્ય. બાકી બધી બાબતો ગૌણ છે.

ભક્તોએ સજાવેલ ભવ્ય ઇન્દ્ર દરબારનાં મખમલી બેડ પર આડા પડેલા ઇન્દ્રની બંધ આંખોમાં કંઇ કેટલાંય દ્રશ્યો ઝડપથી પસાર થઈ રહ્યાં છે.

બાવાજી....!

એક અવાજ સાંભળીને ઝબકી જવાય છે. ચિરપરિચિત અવાજ. આંખો ખોલીને જોયું, ના કોઈ નહોતું. સમયનું વહેણ વહી ગયું હતું. દુર નીકળી આવ્યા હતા. ક્યાંથી શરૂઆત કરી હતી અને ક્યાં આવ્યા હતા?

કારમી ગરીબીમાં મોટા થયા એટલે અન્નનું મહત્વ સુપેરે સમજાયું. નોકરી કરી. પણ મન ક્યાંય લાગતું નથી. બાળ ઈન્દ્રનાં મનાંગણમાં વિદ્રોહ ફાટી નીકળ્યો હતો. અન્નપૂર્ણાને બાળ સહજ ઠપકો આપેઃ-

હે દેવી, તને પૂજીએ છીએ, પણ તું દરેકનાં મોઢા સુધી કેમ નથી પહોંચતી? એક માણસનાં થાળમાં બત્રીસ પકવાન અને બીજાને અન્નનાં એક કોળિયા માટે વલખાં મારવાં પડે? ગજબ છે તારો હિસાબ કિતાબ.

બાળ સાધુડો ઠપકો આપે તો.

નોકરી કરી હતી. પણ માન્યું નહીં. કંઈક ઈશ્વરીય ગૂઢ સંકેત મળી ગયો હતો.

ચૌદ વર્ષનો બાલુડો જોગીરાજા સત્યની શોધમાં નીકળી પડ્યો છે. કંઈ કેટલાય અનુભવો થયા. દરદરની ઠોકરો ખાધી.

બાવીસ વર્ષની ઉંમરે પરિવારજનોએ બોલાવી લીધા. પકડી આવ્યા. માએ કહ્યું હતુંઃ-





ભજન

## ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો....

ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો,
નાદ બ્રહ્મનો જગાવ્યો રે,
બાવા બાવા સબ કોઇ બને,
દશનામી સંત આવ્યો રે..
ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો..

અંગે વિભૂતિ, મેલી કામળી વાળો રે,
રાતી આંખોને, મોટી જટા વાળો રે,
હે જી મારો પિયુજી પધાર્યો રે,
ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો..

આંગણિયા વળાવો, શેરી સજાવો,
ત્રાંબાડુ ઢોલ વગડાવો રે,
અને મંગલ ગાન ગવડાવો રે,
ઝોળીમાં ખપ્પર લઈ આવ્યો રે,

ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો..
અલખ નિરંજન બમ બમ બોલે,
"સારથિ"નો હર હરખાણો રે,
મુઠ્ઠી ભરીને મૌજ લાવ્યો રે,
ઉત્તર દિશાથી આવ્યો બાવલિયો..

- રમેશ ગોસ્વામી "સારથિ"

## ઈન્દ્ર પ્રશસ્તિ...

કાહે બાત કરો અમીરી રિ,
લત લાગી ભગવી ફકીરી રિ.
અનહદ નાદ મોરે ગુંજે ઘટમાં,
આનંદ સંતન ભીડ જામી રિ.
કાહે બાત કરો અમીરી રિ,
લત લાગી ભગવી ફકીરી રિ.

"ઇન્દ્ર "નહીં ધન, મન પાયો રિ,
યે જમનાબાઈ રો જાયો રિ.
મોહે ભાતી હૈ મુઝ ગરીબી રિ,
દશનામી સાધુ આયો રિ,
કાહે બાત કરો અમીરી રિ..
લત લાગી ભગવી ફકીરી રિ.

ભગવા ચોલા ઓઢકે આયો,
ડમ ડમ ડમરૂ બજાયો રિ.
આકર અલખ જગાયો ધણી રો,
"સારથિ" નો હર મન હરખાયો રિ,
મોહે ભાતી હૈ સાધુ રિ કરીબી રિ,
કાહે બાત કરો અમીરી રિ,
મોહે લાગી ભગવી ફકીરી રિ.

- રમેશ ગોસ્વામી "સારથિ"

"દીકરા, આપણે સાધુનાં સંતાન. ભેખ ધારણ કર્યાં વગર પણ મહાત્મા જ કહેવાઈએ. જન્મથી જ ગુરુ કહેવાઈએ. શિવનો પરિવાર. સંસારમાં રહીને પણ સાધુતા જીવીએ છીએ આપણે. ભગવો બાનો ખભે લઈને ફરવા વાળા. આપણે ભગવા વાળા. બેટા, નહીં જા તો નહીં હાલે?"

થોડાંક વર્ષો વિત્યાં. પણ માંહ્યલો રહ રહ રોતો હતો.

જાવું પડશે. મન મુંઝાતું હતું. જનેતાને કેમ સમજાવી શકાય? શબ્દો લુલા થઈ ગયા. વ્યાકરણ ખોવાઈ ગયું હતું. બે હાથ જોડયા. આંખોથી વાતચીત થઈ.

મા, દીકરાની આંખો ભીની થઈ. હવે જવું તો સૌની રજા લઈને પ્રેમથી જવું.

ગડમથલ ચાલતી હતી. છેવટે નક્કી થયું.

વિદાય ટાંણું આવ્યું.

માવડીનું હૈયું રડે છે. લાડો બનાવીને પોંખવાનું ખુલ્લી આંખે સમણું જોયું હતું. પણ આ તો ભગવો રાજ્જા.

અને ધીમાં ડગલે ફરી એકવાર ચાલી નીકળે છે સાધુતા તરફ.

**હું તો આ ચાલી ભરવાને પાણી,**
**મને બોલાવે સદ્‌ગુરૂ જ્ઞાની.**
**છોડી પિયરિયું મારે જાવું સાસરિયે.**
**એમાં તે શરમ મને શાની,**
**મને બોલાવે સદ્‌ગુરૂ જ્ઞાની.**

પિતાતુલ્ય ગુરુજી મળ્યા. પૂજ્ય પ્રેમભારથી બાપુ. અને જીવનો બીજો જન્મ થયો.:-

## પ્યાલો મેં તો પીધેલ છે ભરપૂર....

....અને ફાટેલ ફકીરી પાંગરી. બાવલિયાની ભક્તિ વધી એમ ત્રેવડ પણ વધતી ચાલી. ગુજરાત સહિત સમગ્ર દેશમાં અને વિશ્વભરમાં પ્રસિદ્ધ થયા. પણ પ્રસિદ્ધિ કયાં માંગી જ હતી. રાજપાટ કયાં માંગ્યું હતું? સુખ, સમૃદ્ધિ છોડીને અલખ નિરંજન બમ બમ ભોલે કહેતાં નીકળી પડ્યા હતા.... લોગ મિલતે ગયે, કારવાં બનતા ગયા.

78ની સાલ. જોગણિયા પહાડ ઉપર એક અવધૂત સાધુએ હર હર મહાદેવ, તું હિ તુંનો નાદ લગાવ્યો છે. શું છે પ્રાર્થના? કોઈ જિદ્દ? કોઈ માંગણી? ના.

**મરું પણ માંગુ નહીં,**
**અપને તન કે કાજ,**

**પરમાર્થ નાં કારણે મને**
**માંગતા ન આવે લાજ...**

ચપટી ભભૂત મેં ખજાના કુબેર... વાળા ભોળા બાપુ પાસે જિદ્દ કરીને બેસી જાઓ તો જેમ લંકાપતિ રાવણને સોનાની નગરી આપી દીધી હતી એમ તમને પણ સોનાનાં હિડોળે ઝુલાવે. પણ ના, કંઇજ માંગ્યું નહોતું. માંગવું જ હોત તો બાવા બ્રહ્મચારી ન બન્યા હોત....

અને ઘોર તપસ્યા શરુ થઇ. ભોજનમાં આંબલીનાં પાંદડાં. ખાટ્ટાં મીઠાં...! આ ગુસ્સો જ હતો મા અન્નપૂર્ણા સામે. રોટલા માટે વલખાં મારવાં પડે? તો તને પૂજીએ શું કામ?

નહીં ખાઉં અનાજ. ખુશ? આંબલીના પાંદડાં તો અનાજમાં ન આવે ને?

**અગડ બમ, અગડ બમ,**
**ડમ ડમાક, ડમ ડમાક**
**ડમ ડમાક, ડમ ડમાક.**

એક દિવસ, મહિનો, બે મહિના, છ મહિના, એક વર્ષ, ચૌદ મહિના.

ટક ટક ટક... કુદરતના ઘડિયાળનાં કાંટાનો અવાજ સંભળાય? હા સ્તો વળી. એવા કાન હોવા જોઈએ.!

પ્રકૃતિ બધું જોઈ રહી છે સાક્ષી ભાવે. વાદળો વચ્ચે એક જીવ હઠાગ્રહ લઈને બેઠો છે. વાદળો ટોળે વળીને ડરાવે. ઘેરી વળે. પવન કુમાર સૂસવાટા કરે. મેઘરાજા ત્રમઝૂડ તૂટી પડે. સૂર્ય મહારાજ ધોમ ધોમ ધખે. શિયાળાનો ઠંડો પવન, ઉનાળાની કાળઝાળ ગરમી, વર્ષાઋતુનો મેઘ... રાતનાં રાની પશુઓની ભૂખી ચીસો. પક્ષીઓનાં ડરામણા અવાજો.... કાળજ ઘેરી રાતો... ભૂખ્યા સિંહોની ડણક... કયારેક કોઈક પ્રાણી સાવ નજીક આવીને દેહ સૂંઘે. છાતીનાં પાટિયાં બેસી જાય, બિરાદર...!

પણ ઈન્દ્રની મોટી આંખોમાં ધધકતી જ્વાળા જોઇને જંગલી જાનવરો પણ પારોઠના પગલાં ભરી લે.:-

ભોજન કરવું છે? આવ ભાઇ આવ. તારે પણ પેટ છે. ખાઇ જા મને...!

શબ્દો ભલે આમંત્રણ વાળા હોય, આંખોનો ડારો કાફી થઇ પડે. ક્યારેક સિંહણ, ચિતો, દીપડો જેવાં માંસખાઉ પ્રાણીઓ આવીને ઘૂરકિયાં કરતાં સામે ત્રાટક કરીને આસન જમાવે તો કયારેક સાપ વિંટળીઇ વળે.

પણ સાધુડાનું રુવાડુંય ફરકે નહીં. ઉધઈ રાફડો બાંધે તોય નથી ડરવું. પછી ક્યાં વાત રહી...!

**નથી બીક કોઈની મને આ જગતમાં,**
**ફક્ત એક મારા પ્રભૂ થી ડરું છું,**
**શું પૂછો છો મુઝને કે હું શું કરું છું...**

પ્રકૃતિ સામે બાથ ભીડી હતી. આ તો પશુ હતાં. ના, ડર નહોતો લાગતો.

ઇન્દ્રજીદ. ચૌદ મહિના થયા એટલે ચૌદ બ્રહ્માંડનાં માલિકની મુખમુદ્રા પર રઢિયાળું સ્મિત પ્રગટ્યું.

મા પાર્વતીજીએ ભોળા બાપુને કહ્યું:-

"હે દેવાધિદેવ, જરા જુવો તો ખરા... કેવી ઘોર તપસ્યા કરી રહ્યો છે. જરાક નજરું કરોને નાથ. નાનપણથી દુખડાં જોઇને મોટો થયો છે."

જગતપિતા મહાદેવ મલક્યા:-

"હાં દેવી. એની કુંડળી પ્રમાણે યોગ બની રહ્યા છે. લલાટે ભગવો લખાયો છે. સિધ્ધિ પ્રાપ્ત થવા દો. પાકવા દો બરાબરનો. દુઃખ ભોગવશે તો જ સુખની કદર કરશે અને તો જ દિન દુઃખિયાની સેવા કરશે. નિયતિ છે આ."

સંવાદ અટક્યો. હિમાલયનાં શિખર પરથી બે જોડી અમિયલ નજર જૂનાગઢ પર મંડાણી.

કંઇ માંગે તો આપી દઉં. માંગ માંગ માંગે તે આપું.... એવો ભાવ ભોળા બાપુનાં

મુખારવિંદ પર પથરાઇ ગયો.:-

પણ મારો દીકરો મારો કંઇ માંગતો જ નથી....!

"પહાડવાસ પૂરો કરો હવે નાથ. ટાઢ, તડકો, વરસાદ.... હેરાન થાય છે મારો ઇન્દ્ર...."

મા પાર્વતીનો અવાજ સહેજ ધ્રૂજ્યો.:-

"આટલી આકરી કસોટી?"

ભોળા બાપુની નજર રખોપાં કરતી હોય એમ ફરી રહી:-

"દૈવીય શક્તિઓ પ્રાપ્ત થાઓ. તથાસ્તુ."

આશિર્વાદની મુદ્રામાં જમણો હાથ સ્વગત ઉંચો થયો. સાથે સાથે મા ઉમાએ પણ મનોમન કહ્યું:-

તથાસ્તુ...!

અને કોઈ અદ્વિતીય શક્તિનો સંચાર થયો. ઈન્દ્રની આંખ ઊઘડી ગઇ. જગતના બધા જ ભાવો ક્ષણમાં આવ્યા. સમાયા. અગાધ શક્તિઓ, અલૌકિક આનંદ. કંઈક મળી ગયું હતું. એવું પ્રાપ્ત થઈ ગયું હતું, જેનું શબ્દોમાં વર્ણન કેમ કરી શકાય?

ચૌદ મહિના ૐ, ૐ, ૐ, તું હિ, તું હિ તું હિ... કર્યું હોય અને કંઇજ ન મળે એવું તો કેમ બને? "કંઇક" મળી ગયું હતું. જૂનાગઢની ટોચેથી ઈન્દ્રદર્ષ્ટિ ફરી વળી દેખાય ત્યાં સુધી. આભ સામે પણ જોયું. જાણે આભાર વ્યક્ત કર્યો. વિકલ્પ હતા બે, ત્રણ. અહીંથી એક રસ્તો જતો હતો ગુફાઓ તરફ, જ્યાં હજારો - લાખો સાધુઓ ૐ નાદને શ્વસી રહ્યા છે યુગોથી. એમને જગતમાં શું ચાલી રહ્યું છે એની કોઈ તમાં નથી, કોઇ ખબર પણ નથી અને કોઈ લેના - દેના પણ નથી. આવી ફકીરી તરફ જવું? ઘટમાં વાર્તાલાપ યોજાઈ ગયો ક્ષણિક. બીજો વિકલ્પ? નગરમાં જઇને લોકોને ધર્મની જાગૃતિ લાવવા આહ્વાન કરવું. ધર્મની ધુરી આગળ ધપાવવા યથાશક્તિ યોગદાન આપવું. બીજું, શું સનાતન ધર્મ માત્ર પુજા પદ્ધતિ પૂરતો સિમિત છે? બિલકુલ નહીં. ભૂખ્યાને ભોજન આપવું એ પણ ધર્મ છે અને ભટક્યાને રાહ ચિંધવી પણ ધર્મ છે. કયાં જવું? ગુફાઓ તરફ કે નગરમાં...? યક્ષપ્રશ્ન. અનાયાસે આકાશ તરફ જોવાઈ ગયું.

આંબલીના પાંદડાં ખાઇને ચૌદ ચૌદ મહિના વિતાવ્યા હતા. કળિયુગનું ઝેર ઘોળીને પી લીધું હતું. જેમ જેમ ખટાશ ઉદરમાં ઉતરી, એમ એમ વાણીમાં મીઠાશ પ્રગટી. મીઠાશ? ના ના, બધાં માટે નહીં, દુશ્મનો માટે તો કાળોતરા નાગ બનીને ફુંકારે. ત્રાડ નાખીને ભલભલાના હાંજા ગગડાવી નાખે. ભગવો સિંહ...!

કઈ તરફ જવું? એક યક્ષપ્રશ્ન નજર સામે ઊગ્યો.

ભોળા બાપુ મંદમંદ હસ્યા. વદયા:-

"મુંઝાણો. દેવીજી, ઘણાં નિર્ણયો જાતે કરવા પડતા હોય છે. બધી વાતોમાં ભગવાન, દેવો કેમ જવાબદાર હોય? ડગલે ને પગલે પોતાનું નસીબ જાતે જ લખતા હોય છે મનુષ્ય. નિયતિ શું કરી શકે? પ્રયોજન કરે. આયોજન તો માનવ જાતે જ કરે."

ભોળા બાપુ સામે જોઇને માતાજીએ



# "ઈન્દ્ર" પ્રશસ્તિ

ઇન્દ્ર પથ પદ રજ મન ભાવન રે,
તોરી મૂરત રંગ મોહે મન ભાવન રે,
તું હિ માત, તું હિ તાત,
તું હિ પતિતપાવન રે.
તું હિ પતિતપાવન રે....

ભગવા ચોલા, હૈ નૈન કાજરારે રે,
લાગો પ્રેમ તુમ્હી સે, કોન સમજાવે રે,
કોન સમજાવે રે..

ઓઢી ભીની ચુંનરિયાં ભગવી રે,
ધૂની ધખાઈ જયોત જગવી રે,
જયોત જગવી રે...

મેરો જિયા કહે અબ આયો સાવન રે,
સખી મોરી પિયુ પાયો મન પાવન રે,
"સારથિ" દર્શ કિ એક ફરીયાદ રે,
ઇન્દ્રભારતી આઈ તુમરી યાદ રે,
યે ખેલા હૈ, ખેલ આવન જાવન રે,
આવન જાવન રે...

-રમેશ ગોસ્વામી "સારથિ"

ઠપકાનાં સૂરમાં કહ્યું:-

"પ્રભો, અહીંથી નક્કી થવાનું છે ઇન્દ્રનું આગળનું જીવન કેવું રહેશે. ગુફાઓમાં જશે તો હિમાલય ડોલવા લાગે એવું તપ કરશે. ભારે વાદિલો છે બાવો. પણ જો નગરમાં ગયો તો લોકસેવા પણ કરશે."

ભોળા બાપુ જોઈ રહ્યા છે મિટ માંડીને, ઇન્દ્રનાં ઉપડેલા પગલાં પર.

અહીં મા ઉમાએ નાનકડો ખેલ ખેલ્યો. અંતર સફુરણાં કરી:-

નગર તરફ જવું....

પણ કદાચ ભોળા બાપુ ઇચ્છતા હતા ગુફાઓ ગજવે.

અને ઇન્દ્રનાં પગલાં નગર તરફ ઉપડ્યાં...!

**નગર મેં જોગી આયો,**
**આકે અલખ જગાયો,**
**સબસે બડા હૈ તેરા નામ...**

....અને ધૂણી ધખાવી.

**ધૂણી રે ધખાવી બેલી**
**અમે તારા નામની...**

આશ્રમ આજે છે એવો રળિયામણો પહેલાં નહોતો. ઘણાં બદલાવ સમય સમય પર કરતા રહ્યા.

અગાઉ દશનામીઓ પોતાનાં સંતાનોમાંથી કોઇ એકને ધર્મ અર્થે સોંપી દેતા.

બાપુ પરિવારને ભૂલ્યા નહીં. મંજુલાબેને ગામનાં પાણી ભરીને ભાઈઓને મોટા કર્યા. કેમ ભુલાય?

બાપુએ આહલેક જગાવી. આશ્રમમાં માતાજી રહેવા આવતાં. સેવકો કહેતા કે બાપુ આજ્ઞા કરો તો માતાજી માટે અલગ મકાન બનાવી દઈએ. પણ એવી કોઇ તમન્ના ક્યાં હતી જ.

1997માં હરિદ્વારમાં દિગંબરની દીક્ષા લીધી.

આજે આશ્રમમાં ભવ્ય ઇન્દ્રાસન છે પણ એ ભક્તની મહેર છે, આગ્રહ છે. એનાં પર બેસવાનું તેઓ ટાળે છે. કોઇ અતિથિ પધારે ત્યારે કયારેક આસન પર આરૂઢ થાય. બાકી તો નાનકડી ઝુંપડી જેવું મકાન ભલું અને ભલો એક નાદ:-

ઓમ નમઃ શિવાય...

આજે, સિક્કો નજરે ચડ્યો પૂજાખંડમાં. ભક્તોને આશ્ચર્ય થયું. બાપુ દોલતની પૂજા કરે? કેમ માનવું?

ઈન્દ્રભારથી બાપુના શ્યામલ મુખારવિંદ પર ચિરપરિચિત સ્મિત પ્રગટ્યું. એક ચહેરો તીવ્રતાથી યાદ આવ્યો. એક અવાજ સંભળાયો.:-

બાવાજી...!

આંખ બંધ કરી. ચિલચિત્રની પટ્ટીની જેમ દ્રશ્યો તાદ્રશ્ય થયાં.:-

સાધુ બન્યા બાદ કયારેક ભિક્ષાન દેહી કરતા માવડી પાસે પહોંચી જતા. જનેતાએ સ્વીકારી લીધું હતું દીકરાનું આ રુપ. પતરાંનાં મકાનમાં માવડી મીઠડાં લઈને આવકારે. ઓવારણાં લે. જમણો પગ

હળવેથી અંદર મૂકીને દીકરો માનાં ઘરમાં દાખલ થાય. મંદિરથી કયાં કમ હતું એ ઝૂંપડું? ફાટેલ પાથરણું પાથરીને મા બાજુમાં બેસે. ખબરઅંતર પૂછે. દીકરો હવે "તું" નહીં, "તમે" બની ગયો હોય. નખરાળો, મસ્તીખોર, ધીંગામસ્તી કર્યા કરતો બેટડો ધીર ગંભીર મુદ્રા વાળો થઇ ગયો હતો. મા કહેતાં.:-

"બાવાજી, શરીર સાંચવજો તમારું. ભોજન ઠીકથી કરતા નથી.? "

માતૃસહજ ચિંતા.

ભોજન? માની મમતા ભરી વાતો વહ્યા કરે. ભોજન શબ્દ સાંભળીને કચ્છનું ગામડું યાદ આવી જાય. ઓટલા પર નાખેલા કૂતરાંનાં રોટલા યાદ આવી જાય. એક છોકરો હાથમાં પત્થર લઈને કૂતરાંને ભગાડી રહ્યો છે... ખિસ્સામાં ટુકડા ભરીને ઓટલા પર બેસીને બંને હાથોથી "ભોજન" કરતો બાળક નજર સામે ખડો થઈ જાય છે.

દરિમયાન, મા ચા બનાવી આપે. વિદાય વેળાએ સાડલાની કોરે બાંધેલો રૂપિયો દીકરાને આપે. બાપુના હોઠો પર આછું સ્મિત પ્રગટે. મોહ, માયા ત્યાગીને ઘેરથી નીકળી ગયેલા દીકરીના હાથમાં માવડી રૂપિયાનો સિક્કો આપે છે. ભોળપ.

આજે એ સિક્કો મુઠ્ઠીમાં ભરી લીધો. માનો સ્પર્શ યાદ આવ્યો. હેતાળ સ્પર્શ. મૃદુ સ્પર્શ. કયારેક વઢીને અડનોથ મારી હતી એ સ્પર્શ, નવડાવ્યો હતો એ સ્પર્શ, હાથેથી કોળિયા ભરાવ્યા હતા એ સ્પર્શ... સિક્કામાં તમામ સ્પર્શ આવીને વસ્યા હતા. રૂપિયા સામે જોયું. રડી પડવું હતું કદાચ બાપુને. કેટકેટલું દોડ્યા હતા? ક્યાંથી શરૂ થયેલી ઇન્દ્રકથા, ક્યા પરિપેક્ષમાં આવીને સ્થિર થઇ ગઈ હતી. ફ્લેશબેકની ચાંપ હોત તો બાળક બની જવું હતું.

મનોમન અંદરનું બાળક ગીત ગાતું હતું.:-

**મીઠા મધુને મીઠા મેહુલા રે લોલ,**
**એથી મીઠી છે મોરી માત રે**
**જનની જોડ સખી નહીં જડે રે લોલ...**

મોટપની મઝા મને કડવી લાગે કાગડા.

આંખના ખૂણા ભીના થઇ ગયા. જેની ગર્જનાથી દુશ્મનો થરથર ધ્રૂજે, એવા ભારત કેશરી ભગવા સિંહની મોટી આંખોનાં પલળી ગયેલા ખૂણા જોઇને હિમાલય પર મા પાર્વતીજી પણ ગળગળા થઈ જાય.

અદ્રશ્ય રીતે ઘેરો અવાજ ગુંજ્યા કરે.:-

**મેં સમય હું...!**

- રમેશપુરી યુ. ગોસ્વામી
'સારથિ'




# દશનામ

## સરક્યુલર

# માસિક ગુજરાતી ઈ-મેગેઝિન

## દર મહિને અંક પ્રાપ્ત કરવા માટે

 **વોટ્સએપ ગ્રુપ** **JOIN** 

 **ટેલિગ્રામ ચેનલ** **JOIN** 

 **ગુગલ ડ્રાઈવ** **CLICK** 

 **INTERNET** Archive
ગુજરાતી **ઓડિયો** સાથે. **CLICK** 

Quality Is our Speciality.....

# श्री रामेश्वर COMPLEX







Reception Desk



Corridor



Restaurant



Premium Room



Twin Room
























